## " શ્રી મનુષ્ય યત્ન-ઇશ્વર કૃપા. "

" **કન્યા વિક્રયની ક્રૂરતા** " નામનું નાટક જોવા માટે પધારનાર સમગ્ર પ્રેક્ષકોમાંથી શ્રીમાન, સુપ્રસિદ્ધ અને લક્ષાધિપતિ, પ્રેક્ષકોને નમ્રતા પૂર્વક અરજ કરવામાં આવે છે કે શ્રી કન્યા વિક્રય નિષેધક સમાજ ફક્ત ગાયનની ચોપડીની આવક ઉપર આધાર રાખી તદ્દન મફત નાટક બતાવી જન સમાજની સેવા બજાવે છે. આ સેવા બજાવવાનું અત્યાર સુધીમાં કોઇપણ વખત નહીં બનેલું તેવું અદ્દભુત સાહસ રજુ કરતાં "સમાજ" ને રૂ. એલે ૮૦) અંકે **એંશી રૂપીયાનું નુકશાન ખમવું પડે છે.** માટે નોકરી કરનારા સાધારણ સ્થિતીના પ્રેક્ષકોને સમાજ તરફથી કાંઇ પણ કહેવાનું નથી પણ શ્રીમાન લક્ષાધિપતિ અને ઉત્સાહી પ્રેક્ષકોને ખાસ ફરજ પાડી નમ્રતાપૂર્વક અરજ કરવામાં આવે છે કે તમોને " કન્યા વિક્રયની ક્રૂરતા " નામનું નાટક જોતાં કંઇક પ્રિયતા ઉત્પન્ન થાય અને લેખકના મહાન પ્રયાસની કીમ્મત કરવા તમારા હૃદયમાં ઇશ્વરી પ્રેરણા થાય અને ઇશ્વરી પ્રેરણાને અંતે " **પ્રાણલાલ** " નો પાર્ટ ભજવી બતાવનાર લેખકને " સમાજ " નિમીતે ઇનામ તરીકે કંઇપણ રકમ આપવાની ઇચ્છા થાય તો તે ઇચ્છાને પુરી પાડવાને માટે ફાંસીનો સીન ભજવાઇ ગયા પછી તરતજ નાટકશાળાના સ્ટેજની અંદર આવી લેખકને રૂબરૂ મળવું એટલે જે ઉદાર ગૃહસ્થો તરફથી જે કાંઇ ઉત્તેજન મળશે તેને સ્ટેજ ઉપર જાહેર મેળાવડો કરી સમગ્ર પ્રેક્ષકો સમક્ષ અપૂર્વ માનની લાગણીથી સ્વીકારવામાં આવશે અને જેનો શુભકારક અને કલ્યાણકારી બદલો કુદરતના દરબારમાં ન્યાય હશે તો ત્યાંથી અવશ્ય મળશે. આશા રાખવામાં આવે છે કે લક્ષાધિપતિ પ્રેક્ષકો આ લખાણ ઉપર પોતાનું પુરેપુરૂં લક્ષ પહોંચાડી સમાજના આયુષ્યમાં અવશ્ય વધારો કરશે એજ છેલ્લી અરજ—

લી૦ શુભેચ્છક સેવક— **લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા,** રાજુલાકર.

ॐ શ્રી

મનુષ્ય યત્ન-ઇશ્વર કૃપા.   શ્રી સત્યમેવ જયતે



# કન્યાવિક્રયની ક્રૂરતા,

## નાટકના ગાયનો



રચનાર-લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા.

**પ્રકાશક-લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા.**

મુ. રાજુલા ( સ્ટેટ, ભાવનગર કાઠીયાવાડ ).

——:o:——

આવૃતી ૧૮ મી. [ કીં. ૪ આના.] પ્રત ૧૦૦૦૦.

( કુલ આવૃતી ૧૮ અને કુલ પ્રત ૪૯૦૦૦.)

સંવત ૧૯૭૩ ના પોશ વદ ૦)) મંગળવાર.



શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ-રતિલાલ હરજીવન પટેલે છાપ્યું.

નં. ૯, અનંતવાડી મુંબઈ ૨.

લેખકઃ–લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા
રાજુલાકર.

"શ્રી સત્યમેવજયતે"

"શ્રી મનુષ્ય યત્ન—ઇશ્વર કૃપા."

ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ.

# સર પ્રભાશંકર પટણીએ

# કન્યાવિક્રયની ક્રૂરતા

## નાટકને માટે આપેલો વ્યાજબી ઇનસાફ.

## એક નમ્ર વિનંતી.



હીંદુ સંસારને ફકત બોધ આપવાને માટે "**કન્યા વિક્રયની ક્રૂરતા**" નામનું નાટક લેખક લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા રાજુલાકરે રચી તૈયાર કરેલું છે. આ નાટકની બહોળા ભાગમાં ફતેહમંદી થવાથી હીંદુ સંસારને કંઇક વિશેષ લાભ મળશે એવા પ્રબળ હેતુથી આ નાટકને નાટકશાળામાં પાત્રો સહિત પ્રત્યક્ષ ભજવી બતાવવામાં આવે છે આ નાટક જોવા આવવાની સ્ત્રીવર્ગ તથા વિદ્યાર્થી પાસેથી કંઇપણ ટીકીટ લેવામાં આવતી નથી એટલે તદ્દન મફત બતાવવામાં આવે છે

અને પુરૂષવર્ગની ટીકીટની કીમત મહાપ્રયાસે ઉત્પન્ન કરી કંપનીએ ગરીબ સંસાર પ્રમાણે સુખે, દુઃખે, ખર્ચ નીભાવી પોતાનો પ્રયાસ શરૂ રાખેલો છે.

નાટક એ નામ બહુજ ખરાબ છે અને એ વાત પણ સત્ય છે જેથી આ કંપનીને શ્રીમંત વર્ગ ઉત્તેજન આપતાં સંકોચાય છે અને તેથી કરીને આ કંપનીને અત્યાર સુધીમાં બહુજ દુઃખ ખમવું પડયું છે, પણ કુદરતના દરબારમાં આ ગરીબ લેખકના મહા પ્રયાસનો ન્યાય હોવાથી ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ **સર પ્રભાશંકર દલપતરામ પટણી સાહેબે** પોતાના **ધર્મપત્ની રમાબાઇ** સહિત આ નાટક જોવાને માટે ખાસ પોતાની માનવંતી હાજરી આપી હતી ખેલ પુરેપુરો જોઇ ઘણાજ ખુશી થયા અને નાટકશાળાના સ્ટેજ ઉપર આવી હજારો પ્રેક્ષકોની સમક્ષ નિચે પ્રમાણે ભાષણ આપી આ લેખકને “કન્યા વિક્રયની ક્રૂરતા” નાટકને માટે વ્યાજબી ઇન્સાફ આપ્યો છે.

———(૦)———

## “પટણી સાહેબનું ભાષણ.”

**ગૃહસ્થો અને બાનુઓ,**

આ દાઢીના ધોળા વાળ થયા તેની અંદર મેં ઘણી વખત નાટક જોવામાં હાજરી આપી હશે પણ નાટકશાળામાં સ્ટેજના

તખ્તા ઉપર આવી નાટક સંબંધી ભાષણ કરવાનો વખત આવ્યો હોય તો આજના ખેલના લેખક મી. ભુતાને માટે, મારી આખી જીંદગીમાં આજે આ પહેલોજ છે. આજના કન્યાવિક્રય નાટકના પ્લોટનું બંધારણ હિંદુ સંસારને માટે અતિ ઉપયોગી છે. વળી આખા ખેલમાં કન્યા વિક્રય કરનારને બોધ આપવાના શબ્દો સિવાય બીજું કાંઇપણ બતાવવામાં આવ્યું નથી. તેમાં કન્યાવિક્રય નિષેધક "પ્રાણુલાલ" નો પાર્ટ ભજવી બતાવવાની મી. ભુતાની મહેનત તથા કન્યાવિક્રયના દુઃખમાં રીબાતી કન્યાનું કરૂણાજનક દુઃખદર્શનની જોનાર માણુસને ઘણીજ અસર થાય છે. બીજા અંકમાં ફાંસીનો સીન ભજવાય છે, તે સીન પ્રેક્ષકોનું ખાસ ધ્યાન ખેંચે છે; આ સીન જોતાં મારૂં પોતાનું હૃદય ભરાઇ આવ્યું હતું આ પ્રમાણે બીજા પ્રેક્ષકોનું હૃદય ભરાઇ આવતું હશે તેમાં કાંઇપણ નવાઈ જેવું નથી. હાલમાં બીજી નાટક કંપનીઓ પોતાના ધંધા રોજગાર તરીકે નાટકો ભજવે છે. તો તે નાટકોની લાઇનમાં આજનું કન્યાવિક્રયનું નાટક કોઈપણ રીતે મુકી શકાય તેવું નથી એટલે તે નાટકને અને આજના નાટકને જમીન અને આસમાન જેટલો તફાવત રહેલો છે, આજનું કન્યાવિક્રયનું નાટક સ્ત્રીવર્ગને તથા બાળકોને જોવાથી કોઇપણ જાતની ખરાબ અસર થાય તેમ મારૂં માનવું નથી માટે દરેક કુટુંબે આ ખાસ ખેલ જોવા આવવાની તસ્દી લેવી અને લેખકને બનતું ઉતેજન આપવું એવી મારી ભલામણ છે, હું જોઈને

અજબ થાઉછું કે ભાડાની સીન સીનેરીમાં ખેલ ભજવી બતાવી સેંકડો રૂપીઆનો ખર્ચ ભોગવી હજારો માણસોને મફત નાટક બતાવી બોધ આપવાનો મહા અદભુત પ્રયાસ મી. ભુતાએ પોતાની નાની ઉમ્મરમાં જે ઉપાડી લીધો છે તેને માટે ખરેખર જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા છે.

———:)o(:———

ઉપર પ્રમાણે ભાષણ કર્યા બાદ પટણી સાહેબે રૂા. ૫૦) પચાસની રોકડ રકમ આ લેખકને અર્પણ કરેલી છે. આ ઉપરથી મુંબઈ નગરીના શ્રીમંત ગૃહસ્થો જાણી શકશે કે આ નાટક કંપની નથી પણ હીંદુ સંસારમાં ચાલતા કન્યાવિક્રયના કરપીણ રીવાજનો અંધકાર દુર કરવાનો મહા પ્રયાસ છે.

## શેઠ વલ્લભદાસ જમનાદાસની માનવંતી હાજરી.

કાલબાદેવી રોડપર રહેતા ભાટીયા જ્ઞાતિમાં અગ્રેસર ગણાતા લક્ષાધિપતિ શેઠ વલ્લભદાસ જમનાદાસ પોતાના સહકુટુંબ સહિત એક વખત આ ખેલ જોવા પધારેલા હતા આ કંપનીની શરૂઆતમાં આ ગરીબ લેખકને વગર ઓળખાણે વલ્લભદાસ શેઠે રૂા. ૧૭૫) એકસો પંચોતેરની કીમ્મતી મદદ આપી આ લેખકપર મ્હોટો ઉપકાર કર્યો છે અને તે ઉપકારનો બદલો પ્રભુના દરબારમાં પણ ભુલી શકાય તેમ નથી, કારણ કે એ મદદથીજ કંપનીની શરૂઆત થઈ છે અને એ શરૂઆત

થીજ અત્યાર સુધીમાં આ કંપનીએ કુલ્લે ૫૬૦૦૦) છપન હજાર સ્ત્રીવર્ગ તથા બાળકોને આ ખેલ તદન મફત બતાવ્યો છે તેમાં કેટલાએકને દીકરાના પૈસા નહી લેવાની દૃઢ પ્રતિજ્ઞાઓ લેવરાવી છે અને એક ૫૫) પંચાવન વરસના વર સાથે એક કન્યાનું વેશવાળ થયું હતું તે આ ખેલ જોવાથી કન્યાના ભાઇએ પોતાના માતપીતાથી વિરૂદ્ધ થઇ જ્ઞાતી ભેગી કરી વેશવાળ ત્રોડી નખાવ્યું છે. આ સર્વ માન કંપનીની શરૂઆતમાં મદદ કરનાર શેઠ વલ્લભદાસનેજ અર્પણ કરવું એજ આ ગરીબ લેખક વ્યાજબી ધારે છે.

—અત્યાર સુધી આ "**સમાજ**" ફક્ત સ્ત્રીવર્ગનેજ મફત નાટક બતાવતી હતી પણ શ્રી ભાતબજાર—દાણાબંદર કરીઆણાબજાર, લોખંડબજાર તથા શેઠ મુળજી જેઠા કાપડ મારકેટના શ્રીમાનસુપ્રસિદ્ધ વેપારીઓ તરફથી ખાસ ઉતેજન મળવાથી, હવેથી પુરૂષવર્ગ તથા સ્ત્રીવર્ગને તદન મફત નાટક બતાવવા સમાજ ભાગ્યશાળી થઇ છે. માટે દરેક લક્ષાધિપતિ ગૃહસ્થોએ બની શકે તેડલું આ સમાજને ઉત્તેજન આપી, સમાજના આયુષ્યમાં વધારો કરવો એજ નમૃતા પૂર્વક ભલામણ છે.

લી૦

**લેખક—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા રાજુલાકર**

ના અનંત સ્નેહભાવે સવિનય પ્રણામ સ્વીકારશોજી.

શ્રી કન્યાવિક્રય નિષેધક નાટક સમાજના વ્યવસ્થાપક.




## એ નામનો—




બ્દ જ ત્હને કંઈક અંશે પ્રિય થયો હોય તોજ તું આ નાટક જોવા પધારવાની તસ્દી લેજે નાટક પુરેપુરૂં જોઈ વિચાર કરજે, વિચાર કરી અનેક વિચારોના વમળોમાં ત્હારા મસ્તકને ભમાવી દઇ તેમાંથી જન્મ પામતી અનેક કલ્પનાઓ અને તે કલ્પનાઓનો સાર તેમજ તારા સાચા ખોટા મિત્રોનો સ્વાર્થી સગાંઓના દુનિઆમાં ફકત ઓળખાણ તરીકે દાવા રાખનારા મનુષ્યનો સમગ્ર સર્વનો તેમજ આખા બ્રહ્માંડનો સાર સાંકર્ય કરી તેમાંથી ત્હને જે સત્ય લાગે તે વ્યાજબી માની આ નાટકના લેખકને માટે દુનીઆની દ્રષ્ટીમાં વ્યાજબી લાગે તેવી આ લેખકની યોગ્ય કદર કરજે. અને આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી થતા ફાયદા અથવા ગેરફાયદા જો ત્હને ફુરસુદ મળે અને લખવાની ઇચ્છા

થાય તો લેખકને શિરનામે લખી મોકલજે એટલે ત્હારા લખાણને હું ઉપકાર સહિત અત્યંત માનની દ્રષ્ટીથી વધાવી લઇશ.

## વાંચનાર !

તું પરણેલી સ્ત્રી હો અથવા તો પુરૂષ હો, કુંવારી કન્યા હો અથવા તો વિદ્યાર્થી હો; રંક, શ્રીમાન, અજ્ઞાન, વિદ્વાન કોઇપણ જ્ઞાતી હો તેની સાથે મ્હારે કશો પણ સંબંધ નથી પણ ત્હને આ નાટકમાંથી તથા ત્હારી સર્ગ શકિતએ મેળવેલા શુભ સારમાંથી ત્હને ત્હારા માટે–ત્હારા કુટુંબીઓને માટે ત્હારી જીંદગીની સાફલ્યતાને માટે કોઇ પણ વખત કોઇપણ પ્રમાણીક વાકયનું એક અલ્પ દૃષ્ટાંત પણ ત્હને મદદ રૂપ થઈ પડશે તોજ લેખકના તન મનનો અનહદ ભોગ અને ત્હને આ નાટક જોવા આવવા માટે પડેલો પરિશ્રમ સફળ થયો સમજાશે એજ બાકી હાલતો લેખકને માટે—

## ( લેખકના હૃદય ઉદ્‌ગાર. )

" અસાર સંસારના સાગરે વૃથા ડુબતું નાવ આજે.
" દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાવ આજે.
" સદ્‌ભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકાર વામાં વહેરાયો.
" સુન્ય સૃષ્ટિના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

# ઉપરાંત.

"સોનું સમજી સંગ કર્યો, કર્મે નિવડયું કથીર

પણ

"શાન્તી રાખી સાચવ્યું, નિકળ્યું કંચન હીર

તો પણ વાંચનાર ત્હારા માટે.

"ગન્ધ ગ્રહી જે ઉર મહીં, વાંચે વહી નવ જાય.
"સ્થુળને સુક્ષ્મ જ્ઞાનથી, દિર્ઘ દ્રષ્ટી દેવાય.
"ધ્યાન ધ્યાનને સાનમાં, સઉ સમજી શકાય.
"વિદ્વાનો મન કંઇ નહીં, અઢંગીઓ અથડાય.
"અથડાઇ અથડાય છે, ત્હોય ન આવે પાર.
"અજ્ઞાનના અન્ધકારમાં, વિફળ ગોથાં ખાય.
"અનુભવે અનુભવ મળે, એ તો સરળ મનાય.
"પરોક્ષ અનુભવ સિદ્ધ કરે, એજ મનુષ્ય ગણાય.
"બાકી તો સર્વ નામનાં, મનુષ્ય કહેવાતાં ફરે.
"સુખને દુઃખના ત્રાજવામાં, ત્રોળાતાં આયુષ્ય ચરે.

એથી વધારે શું લખવું.

સંવત ૧૯૭૩
પોશ માસ
કૃષ્ણ પક્ષ
અમાવાસ્યા.

લી૦ શુભેચ્છક,

લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા,

રાજુલાકરના સવિનય પ્રણામ.

5633



# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

**જગો ઢેઢી**—કન્યા વિક્રય કરનાર એટલે દીકરીનું વેચાણ કરવામાં પહેલે નંબરે હુશીઆર.

**પ્રાણુલાલ**—જગા ઢેઢીનો પુત્ર અને કન્યા વિક્રયનો નિષેધક.

**સૌભાગ્યચંદ્ર**—પ્રાણુલાલનો બાળ મિત્ર, લલિતાનો પતિ અને એક લક્ષાધિપતિ ગૃહસ્થોનો પુત્ર.

**બુઢાવર**—સાઠ વરસની ઉમ્મરે લગ્ન કરવાની કનીષ્ટ ઇચ્છા રાખનાર.

**અણુવર**—બુઢાવરની સાથે જાનમાં આવેલા જાનઇયા મંડળમાં સૌથી અગ્રેસર.

**ગોર ગોવરધન**—કુંવારી કન્યાઓનું ગમે તેવા વરની સાથે વેશવાળ કરાવી આપનાર કૃતઘ્ની લાલચુ-દલાલ.

**જડજ સાહેબ**—હાઇ કોર્ટમાં ધર્મ આસનપરની પવીત્ર જગ્યાપર બિરાજનાર.

**જેલર**—જેલ ખાતાના ઉપરી અધિકારી સાહેબ.

**દેશીમંડળ**—કન્યા વિક્રય નિષેધક પ્રાણુલાલ પ્રત્યે દિલસોજી બતાવનારૂં.

**સીપાઈઓ**—જેલ ખાતાના, હાઇ કોરટના, વગેરે પરચુરણ પોલીસ.

**જાનઇઆ**—જાનમાં આવનાર ગૃહસ્થો.

## સ્ત્રી વર્ગ.

**હરખ**—જગા ઢેઢીની સ્ત્રી.

**લલિતા**—જગા ઢેઢીની પુત્રી, પાછળથી સાૈભાગ્યચંદ્રની સ્ત્રી.

**લક્ષ્મી**—સાૈભાગ્યચંદ્રની બ્હેન, પ્રથમજ પ્રાણુલાલની સ્ત્રી.

**સ્ત્રી મંડળ**—લલિતા પ્રત્યે માનની દ્રષ્ટીથી અવલોકન કરનારૂં

**શ્રીનીતીદેવી**—પ્રાણુલાલ ઉપર પુર્ણ પ્રસન્ન થએલી.

**જાનડીઓ**—જાનમાં આવનારી સ્ત્રીઓ.



# કન્યા વિક્રયની ક્રૂરતા

## નાટકનાં ગાયનો.

———(×+×)———

### પહેલો અંક.

———:o:———

## નાટકનો પ્રારંભ.

### ઇશ્વર સ્તુતિ.

મંગલાચરણ.

( ૧ )

દિન દયાળ દીનાનાથ સકળ અકળ વિશ્વનાથ,
કષ્ટ કાપી સુખ સ્થાપી, ભક્ત જનોની ભીડ ભાંગી,
કન્યા વિક્રયનો નાશ કરવા, પ્રેક્ષકોને પ્રેરજે...દિન દયાળ.

નટીઓ— ( ૨ )

આવો સખી આવો પ્રભુને ફુલડે વધાવો
ફુલડે વધાવો પ્રભુને મોતીડે મઢાવો—આવો.
ચાલો સખી ચાલો આજે નાટક બતાવો
પ્રેક્ષક વર્ગોમાં નાટક બતાવો

કન્યા વિક્રયનો નિષેધ કરાવો
ભુલચુક માટે માફી ચાહો
સિંધુ સુતાનો સેવક લેખક જણાવો...આવો.

લલિતા— ( ૩ )

સાહાય થાજો શ્રી મોરારીરે
ઉરે ધરજો વિનંતી આ મારી
વિપત્તિ વિચારી દયા દીલ આણી
સફળ શ્રમ કરજો વનમાળી—સાહાય
મુજ પીતાના હરામી પંજામાંથી
લેજો બચાવી ઉગારી
સાહાય થાજો વારે ચડજો
શ્રી ગોવીંદ ગીરધારી —સાહાય.

લક્ષ્મી— ( ૪ )

જાઓ જાઓ છોડો છેડો ન છેડો ન કેડો લ્યો
નાંહી સતાવો
પ્રભાત થતાં વખત વીતી જશે વ્રત ભંગ થશે
પતિ પુજનનો.
નહીં ગભરાવો, નહીં સતાવો બેની મારી
શાને શરમાવો
જાઓ, જાઓ.

લક્ષ્મી— ( ૫ )

સરસ નિરસ સુખ દુઃખ નવ ગણીને સંતોષ માની રહીએજી(૨)
સકળ શિરોમણી મનહર મુરતી, નામ નારાયણ લઇએજી
સુવર્ણ પ્રભાતે નિજ પતીની, સેવા સદંતર કરીએજી
પુર્ણ પ્રતાપી મન રાખીને, સુખ સાગરમાં તરીએજી
અલભ્ય ભકિતને અખુટ શક્તિથી પતીનું મન રીજવીએજી
સમગ્ર સુખમાં અનંત દુઃખમાં, પતીને પ્રભુ સમ ગણીએજી
તો ભવ સાગરમાં તરી જઇને મહા સતી કહેવાયેજી.

લક્ષ્મી— ( ૬ )

વ્હાલી લાગે છે મનહર મુરતી મુજ નાથનીરે
મુજ આધારનીરે, મુજ શિરતાજનીરે....વ્હાલી.
તન મન ધન તમને અરપું હું
ચરણ કમળની દાસી બની હું
સેવા સદંતર કરૂં સુંદર મુજ શ્યામનીરે...વ્હાલી.
રામ પ્રત્યે સીતાની ભક્તિ
કૃષ્ણ પ્રત્યે રાધાની ભક્તિ
તેવી ભક્તિ કરૂં પ્રિતમ પ્રિય પ્રાણનીરે...વ્હાલી.

લક્ષ્મી— ( ૭ )

જાગો જાગો તમે પ્રિય પ્રાણ, જાગો જાગો તમે રે
નિદ્રાને ત્યાગો તમે પ્રિય, નાથ જાગો જાગો તમે રે
રજની ગઈ, દીન આવી ઉભો છે ચંદ્ર થયો વળી શાંન્ત
હળવે હળવે તારા થાતાએ, અસ્ત થવા પ્રિયનાથ...જાગો
પ્રાતઃ થતાં યદુનંદન કેરાં, દર્શન કરવી સઉ કાજ
તેમજ હૃદય કમળની આ દાસી, તલપે છે શિરતાજ.. જાગો.

જગો હેડી— ( ૮ )

દેશી ભાઈઓ દીકરીઓનું ધન હરજો
હુંડી લેખાને નાણું વસુલ કરજો.... ...દેશી.
વગર મહેનતે ધન મળે, એવો આ વેપાર
વગર જોખમની હુંડીઓ તુરતની શીકરાય
એમ સમજીને હુંડી વસુલ કરજો.........દેશી.

જાનડીઓ— ( ૯ )

ડોસા વર તો પરણું પરણું થઇ રહયારે
વર તો આવ્યા છે લાડડીને ઘેર
વર તો ડગુ ડગુ કરી ચાલતારે
વરની ઉમ્મર મોટીને હોંશ ઘણી ઘણી રે
વરને ખાવી માંડવે જઇ ખાંડ
વર તો સોનાપુર ગામના ગરાસીઆરે ..ડોસા.

પ્રાણલાલ— ( ૧૦ )

કન્યા વિક્રય કરનારો રે છતી આંખે અંધાપો લઇ
પુત્રીના પૈસા લેનારો ... ... .... રે છતી.
પ્યારી પુત્રીનું સગપણ કરતાં ન સારૂં નરસું ગણનારો
મરણ કીનારે પહોંચેલા ડોસા સાથે ફેરા ફેરાવનારો. રે છતી.
માયાના મોહમાં મોહાઇ જઇને કસાઇનું કામ કરનારો
મડાની સાથે મીંઢોળ બાંધી બાળ રંડાપો જોનારો...રે છતી.

લક્ષ્મી— ( ૧૧ )

પધારો પ્રીતે પ્રાણપતી પ્રિય પ્યારા
સિધાવો સુખે શ્યામ સલુણા સુખકારા...પધારો.
વહેલા વળજો વાલમ મારા
વિયોગી દાસી દીન દારા
સુખી રહેજો શાન્તી રાખી સ્વામી મારા....પધારો.

પ્રાણુલાલ—સલુણી શાણી રહેજે મનમાં ધિરજ ધારી
સદગુણી પ્યારી દેજે સંતાપને તું ટાળી...સલુણી.
વહેલો આવીશ વ્હાલી મારી
બ્હેન લલિતાને હું બચાવી
ભ્રાન્તી તજીને શાંતીનેદેજે તું સમાવી—પધારો.

જાનડીઓ--- ( ૧૨ )

વરને પોંખો તમે વહુની માડીરે
આવ્યા તેને લ્યો તમે વધાવીરે
ઘરડા વર ઉભા રહી થાકેરે
નથી ઉભું રહેવાતું તેનાથી રે
માટે જલદી આવો વહુની માડીરે
લાડકડા વરને સોંપો લાડી રે...વરને.

જગો ઠેઠી— ( ૧૩ )

દીકરીના પઈસા લેવા એ ભાઇ, વગર મહેનતની છેઆ કમાઈ
સગાઇ વખતે પાંચ લેવા (૨)

લગન વખતે બીજા લેવા (૨)
દશ હજારનો મેળ પુરો થાય .....દીકરોના.
એક દીકરી છે અત્યારે
બીજી ત્રણ હોય તો ચાર થાએ
ચાલીશ હજારની પુંજી કહેવાય......દીકરોના.

નાયકા— ( ૧૪ )

રસભીના રંગીલા છે નટવર કાન
નટવર કાન દીસે સુંદીર શ્યામ
હું તો તમારી પ્યાસી બની છું,
તમે અમારા પ્રિતમ થયા છો
પ્રીતમ પ્યાસીની જોડી બની છે અપાર
બની છે અપાર, શોભે અપરમપાર......રસ ભીના.
હું તો તમારી પ્યાસી બની છું
તમે અમારા જોગી થયા છો
જોગી જોગણુના ભોગી થઇ બન્યા છો અસાર
બન્યા છો અસાર, કર્યો ખારો છે સંસાર......રસ ભીના.

લલિતા— ( ૧૫ )

શિરપર સંકટ પડયું છે અપાર બન્ધુ જોવા આવજે,
દુઃખી દુખીઆરી બેનની દાઝ ઓલવવા તું દોડજે
દુષ્ટ પીતાના કૃત્ય અકૃત્યથી હું પીડાઉં છું
સાઠ વરસના ડોસાની સાથ લગ્નથી રીબાઉં છું.

વ્હાલી નાનકડી બેનનો વ્હાલ ભાઇ તું ભુલી ગયો
જીંદગી મારી એળે ગઇ જન્મારો ધુળ થયો.

લલિતા— ( ૧૬ )

મુજને તજી નહી જા, વ્હાલા તું વીરા
બહેન મન વીરા, છે અમુલ્ય હીરા
ટળવળતી મુકી ચાલ્યો તું વીરા.........મુજને.
દુષ્ટ પીતાથી હું અકળાઉં
વૃદ્ધ પતીના ભયથી મુંઝાઉં
તેમાંથી તું બચાવી લે વીરા.........મુજને.

પ્રાણલાલ— ( ૧૭ )

કન્યા વિક્રય નહી કરવો રે પીતાજી નહીં કરવો (૨)
હરામી પૈસો હરામમાં-હરામ થઇ ચાલ્યો જશે
હકનો પૈસો જે હશે તેપણ હરામી થઇ જશે—કન્યા૦
એમ સમજી સજ્જનો આ ફંદમાં પડશો નહીં
પુત્રી વેચી પૈસા લઇને સુખ કદી જોશો નહીં—કન્યા૦
માટે પીતાજી કૃપા કરીને બેનનું ભાગ્ય સુધારી દ્યો
કન્યાદાન અર્પણ કરીને મહાપુણ્ય સ્વીકારી લ્યો—કન્યા૦

પ્રાણલાલ— ( ૧૮ )

અભિમાન કદી નહીં કરવું રે, કોઇએ નહીં કરવું (૨)
ચાર દીવસની ચાંદની, ફરી રાત અંધારી
તેમ આજ છે શ્રીમંત સ્થીતી, બને કાલે ભીખારી-અભિમાન

પચાસ વર્ષની જીંદગીનું નાટક કાલે પુરૂં થશે
તેમાં કાળ જપાટો મારશે, નાટક અધુરૂં રહી જશે–અભિમાન.
માટે ભલા તું ભલાઇ કરી લઇ જશનો ભારો બાંધી લે
પુણ્યદાન જો થાય તો કરી જીંદગાની સુધારી લે–અભિમાન.

પ્રાણુલાલ— ( ૧૯ )

એ દુષ્ટ પીતા દીકરી વેચી ધન લેવું ધારમાં
દઇ ડોસાને તું રંડાપો આપ ન કન્યા દાનમાં
તને રૂવે રૂવે કીડા પડશે
તારી છાતી પર જમડા ચડશે
ધગ ધગતે ખીલે ધાબડશે... એ દુષ્ટ.
આ હરામી પઇસો નહીં રહેશે
ઘરમાંથી ખાવાનું ટળશે
નખોદ જશે શ્રાપો મળશે... એ દુષ્ટ.
ત્હારા હાથ પગોજ પડયા ભાંગી
જેથી ઝટ કમાણી આ જાગી
લે પાપી હવે મૃત્યુ માગી... એ દુષ્ટ.
વિષ પાવું હતું ગળથુલીમાં
કે મરી નહી શીળી ઓરીમાં
પણ આ તો સંકટની સીમા... એ દુષ્ટ.

પ્રાણલાલ— ( ૨૦ )

લખ્યા જે લેખ લલાટે રે, નહીં મીથ્યા થશે રે
સૂર્યવંશી સત્યવાદી હરીશ્ચંદ્ર ગણાય

નીચ ઘેર મજુરી કરતાં પાપી પેટ ભરાય
વિધીની કૃતિ ગતિ ન કળાય (૨) લખ્યા
પુર્ણ પ્રતાપી પુણ્યશાળી પાંડવો કહેવાય
ભાગ્ય હીને રાજ તજીને જંગલ ગોથાં ખાય....વીધી.
મન ધારે કે હું કરૂં ને કરવાવાળો કોય
આદર્યાં અધવચ રહે ને પ્રભુ કરે તે થાય....લખ્ય.

**પ્રાણુલાલ—**

ભાગ્ય વિનાના ભુપતી, કદી નહીં લક્ષ્મી થવાયજી
કર્મ વિનાના કર્મ ઉદય, કહો કયાંથી થવાયજી
મોહરે છોડીદે વ્હાલી લક્ષ્મી તું
સંસારમાં સુખી કોઇ નથી, દુનીઆ દુઃખમાં રીબાયજી
સાચું સુખ છે સ્વર્ગમાં જેથી જંજાળ ત્રોડાયજી
મોહરે છોડીદે વ્હાલી લક્ષ્મી તું.

**લક્ષ્મી**—પ્રાણુ પ્રિતમ મુજ આધાર છો, સાચા છત્ર શીરતાજજી
દુઃખડું તમારૂં જોઇ આ, અંતર મારૂં ચિરાયજી
પ્રભુ તેં જુલમ આ શું કર્યો.

**પ્રાણુલાલ**—સુખ છે શેમાં જોયું નથી, જોવા તજી અભિલાષજી
જીંદગી અર્ધ એળે ગઇ, થયો સુન્ય સંસારજી
મોહરે છોડીદે વ્હાલી લક્ષ્મી તું.

**લક્ષ્મી**—દયાના સાગર તમે પ્રાણુ છો, નિરાધારના આધારજી
હવે રે જીવીને હું શું કરૂં મરવું નકી નિરાધારજી
પ્રભુ તેં જુલમ આ શું કર્યો.

**પ્રાણલાલ**—મમતા મુકીદે વ્હાલી લક્ષ્મી તું, સંસારમાં નથી સારજી
સૃષ્ટીમાં કોઈ કોઇનું નથી, કોના પુત્રને ને તાતજી
મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું.

**પ્રાણલાલ**— ( ૨૨ )

છે " લક્ષ્મી " તુજ નામને " પ્રાણ " નામ પ્રણામ
હૃદયે છેલ્લા શ્વાસમાં છેલ્લું તારૂં નામ
ફાંસી રૂપી કાળને, જોઇ કંપે કાય
પણ તું જનું સ્મરણ થતાં ઠરવા મળે નહિ ઠામ
લક્ષ્મી હતી મુજ કામની, પણ નહીં આવી કામ
પ્રારબ્ધે જુદા કર્યા, "પ્રાણલક્ષ્મી" નામ
લક્ષ્મી લક્ષ્મી બોલતાં નિકળે છેલ્લો શ્વાસ
પ્રાણ લક્ષ્મી મળે હવે, સકળ પ્રભુ દરબાર.

**પ્રથમ અંક સમાપ્ત.**

———:૦:———

# બીજો અંક.

——:]०[:——

**પ્રાણુલાલ—** ( ૨૩ )

હતી જે અતિ પ્રાણથી પુત્રી પ્યારી
કરે દુઃખી તેને પછી શત્રુ ધારી
પીડા તેની પેખી ઝરે અશ્રુ ધારા
તજો ક્રૂર આ ચાલ એ દેશી મારા.

( ૨ )

નથી ભુત પીશાચણી એ બિચારી
નથી બાપ દાદા હણી થઈ હત્યારી
કહો વાંક તેણે કર્યા જે તમારા
તજો ક્રૂર આ ચાલ એ દેશી મારા.

( ૩ )

ઘણાં દુઃખથી તે તજે અન્ન પાણી
ગયાં રૂપ ને રંગ અંગે સુકાણી
તથાપી કરો દુઃખમાં કાં વધારા
તજો ક્રૂર આ ચાલ એ દેશી મારા.

( ૪ )

પછી દુઃખ જ્યારે શકે ના ખમાઇ
પડે કૂપમાં કાં મરે વિષ ખાઈ

હણી નિજ પુત્રી બન્યા છે હત્યારા
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

( ૫ )

જુઓ મૂર્ખતા કેવી આ દેશી લોકો
રડો દુઃખતી આંખમાં મારી ઝોકો
કહો કેમ આવે પછી દુઃખ આરા
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા.

પ્રાણલાલ— ( ૨૪ )

સેવકની અરજી લેજે પ્રભુ તું સ્વીકારી
શરણે આવે છે આ દાસ તારો રે આજે...સેવકની
પાપી પીતાને મારી બહેનને બચાવી
અપરાધ હોયે તો ક્ષમા કરજે દયા લાવી
દુઃખણી બ્હેનીનું દુઃખડું કાપી
રક્ષા કરજે નિરદોષ બાળાની આજે........સેવકની.

( ૨૫ )

"અસાર સંસારના સાગરે, વૃથા ડુબતું નાવ આજે
"દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાવ આજે
"સદ્‌ભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકારવામાં વહેરાયો
"સુન્ય સૃષ્ટીના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

પ્રાણલાલ— ( ૨૬ )

શ્રીકૃષ્ણ મોરારી છો ગીરધારી લેજે તું ઉગારી
આશરો તારો છે એક...( ૨ )
સૃષ્ટિમાં વૃષ્ટિમાં દુનીઆની દ્રષ્ટિમાં
સર્વમાં તું છો એક.

સુખકરમાં દુઃખકરમાં મધુકરમાં તરુવરમાં
સરવરમાં તું છો એક...શ્રીકૃષ્ણ.
શાન્તીમાં ભ્રાન્તીમાં ભકતોની ભક્તિની
શક્તિમાં તું છો એક.

જળમાં ને સ્થળમાં ને આકાશે
પાતાળે જ્યાં ત્યાં તું છો એક...શ્રીકૃષ્ણ.
સેવકની અરજી લેજે સ્વીકારી, દેજે વિચારી ધ્યાન
શરણે તારે હું આવી માગું છું સુંદર "સ્વર્ગ" નું સ્થાન—
શ્રીકૃષ્ણ.

પ્રાણલાલ— ( ૨૭ )

લખ્યા જે લેખ વીધીના
જોયા આ ખેલ કીસ્મતના
જોયું નાટક દુનીઆનું
તેનો અંત આજે આવે છે.

( ૨ )

સુખ જોયું ને દુ:ખ જોયું
સુખ સંસારનું ખોયું
તે સુખ આજ ખોવાતાં
ફાંસીને ભોગ દેવો છે.

( ૩ )

પીતાનો સ્નેહ મેં જોયો
માયાનો પ્રભાવ મેં જોયો
ન જોયો સ્નેહ કીરતારનો
તે જોવા આજ જાવું છે.

( ૪ )

ઓહો બહેની વ્હાલી બહેની
હતી મુજ ભાગ્યની બહેની
નહીં ત્યારે નહીં આજે
સદાનો સંબંધ ત્રુટે છે.

( ૫ )

બહેની તું મોહ છોડી દે
સંબંધ મારો તું ત્રોડી દે
જનારાને વિસારી દઈ
વીંધીનું ધાર્યું વેઠી લે.

( ૬ )

વીંખીનું ધાર્યું વેઠી લઇ
મળ્યો ભરથાર સ્વીકારી લે
જનારા ભાઇને ભુલી
અંતરમાં શાન્તી સ્થાપી દે.

( ૭ )

ઓહો બહેની તું દેવી છો
જમાનાની તું છો દેવી
હૃદય બહેની તું દેવી છો
કળી યુગની તું દેવી છો.

( ૮ )

દેવી નામ સ્થાપું છું
દેવી નામ જાપું છું
સ્વર્ગે જઇ તારૂં હું
દેવી નામ લખાવું છું.

( ૯ )

બહેની રૂદન છોડી દઇ
મળ્યો ભરથાર સ્વીકારી લે
જનારા ભાઇને ભુલી
અંતરમાં શાન્તી સ્થાપી દે.

( ૧૦ )

અંતરમાં આગ લાગી છે
બુઝાવાને નથી કોઇ
હતો મિત્ર બુઝાવાને
નથી ઉપાય તેનો કંઇ

( ૧૧ )

સંસારી સંગ છોડું છું
મિત્રનો સંબંધ તોડું છું
હૃદય બહેની હૃદય રાખી
સ્વર્ગે હું સિધાવું છું.

( ૧૨ )

મિત્ર છે છેલ્લા તમને પ્રણામ
બહેની છે છેલ્લા તુજને પ્રણામ
જગતના મિત્રોને છે પ્રણામ
પ્રાણના સર્વને છે પ્રણામ.

પ્રાણલાલ— ( ૨૮ ).

નામ જપીશ હું તારૂં રે રટણ કરીશ હું તારૂં રે
સ્વર્ગમાં જઇ નામ જપીશ હું તારૂં
કૃષ્ણ મોરારી તારૂં, નામ છે જગતમાં પ્યારૂં
ઉદ્ધાર છે અધમ તણો કરનારૂં રે ..સ્વર્ગમાં.

સ્વાર્થી સંસાર છોડું છું, આપ શરણે હું આવું છું
લેજે ત્રિભુવન મુજને તારીરે.. .... સ્વર્ગમાં.

શ્રી નીતીદેવી— ( ૨૯ )

આવી આવી આવીરે હું તો ભકત માટે અહીં આવી
ભકત છે મારો નીતીમાં પુરો
ન્યાય નીતીમાં નથી અધુરો
નીતી રીતીમાં પુરો શુરો
સ્હાય થવા હું આવી રે, હું તો...આવી
ભકતને મરતામાંથી બચાવવા
ભક્તનું મનડું અતિ રીજવવા
ભક્તના ભાગ્યનો ઉદય કરવા
ભીડ ભાંગવા આવીરે, હું તો...આવી.

લક્ષ્મી— ( ૩૦ )

જોઉં જઇને પ્યારાનું મુખડું
પ્યારાનું મુખડું પ્યારાનું ચિતડું...પ્યારાનું મનડું જોઉં
હું તો તમારી રાધા બની છું
તમે અમારા કૃષ્ણ થયા છો
રાધા કૃષ્ણ રાધા કૃષ્ણની જોડી રે....હું તો.

હું તો તમારી સીતા બની છું
તમે અમારા રામ થયા છો
રામ સીતા, રામ સીતાની જોડી રે....હું તો.
હું તો તમારી લક્ષ્મી સતી છું
તમે અમારા પ્રાણ પતી છો
પ્રાણલક્ષ્મી પ્રાણલક્ષ્મીની જોડી રે...હું તો.

લલિતા— ( ૩૧ )

ઉપકાર ( ૨ ) અનુપમ થયો આપનો એ બદલો કીરતાર
સત્કાર ( ૨ ) સ્વીકારી દીન બાળાનો સફળ કર્યો અવતાર
મોહન મુરતી મન હરનારી
હૃદય રમે છે લાગે પ્યારી.
સૌભાગ્યચંદ્ર—સબળ સ્નેહની રક્ષા કરજો સૃષ્ટી સરજનહાર.
ઉપકાર.

( ૩૨ )

લેખક તરફની પ્રેક્ષકોને નમ્ર વિનંતિ—

બંધુઓ ધરો શિખામણ ધ્યાન-કન્યા વિક્રયથી નથી કલ્યાણ
કન્યા વિક્રયનો અધમ રિવાજ જ્યાં સુધી બંધ થશે નહીં
હિંદુ સંસારનો બિલકુલ ઉદય ત્યાં સુધી થશે નહીં.... બંધુઓ
દરેક જ્ઞાતિના અગ્રેસરો તમે જલદી જાગૃત થાઓ
કન્યા વિક્રયના કસાઇખાનેથી જીવતી ગાયો છોડાવો...બંધુઓ.

કન્યા વિક્રય કરનારાને પ્રેક્ષકો તમે બોધ દેજો
જેનો બદલો સકળ શિરોમણી પ્રભુ પ્રત્યેથી લેજો...બંધુઓ.
કન્યા વિક્રયની ક્રૂરતાનું નાટક આજ બતાવ્યું
ભુલચુક માટે લેખક તરફથી માફી હું તો માગું...બંધુઓ

લક્ષ્મી— ( ૩૩ )

પધારો પ્રાણ મારારે, મુજ આંખોના છો તારારે...પ્રાણપતી.
દુ;ખના દરીઆમાં હું ડુબેલી દાસી
તેમાંથી તરીને થઈ આપની પ્યાસી
આવ્યા છે સુખ વારા રે...પ્રાણપતી
પ્રાણલાલ—દુઃખને અંતે સુખ કહેવાયે
સત્યને વિજય અંતે હોયે
સ્વીકારો સ્નેહ બાળા રે, લક્ષ્મી સતી...પધારો

સ્ત્રી મંડળ— ( ૩૪ )

ચાલો ચાલો સૌ બ્હેન, લલીતાને માન મોટું આપીએ.
લક્ષ્મી—આવો આવો સૌ બ્હેન, લલિતાને માન મોટું આપીએ
બેસો બેસો સૌ બ્હેન, લલીતાને ફુલથી વધાવીએ
ધરી ઉરે ઉમંગ આનંદનો દીન આજે માનીએ.

પ્રાણલાલ— ( ૩૫ )

કન્યા વિક્રયના ક્રૂર કૃત્યમાંથી બચી તું બેનડી
ઉપકાર તું માને પ્રભુનો વ્હાલી મારી બેનડી

કન્યા વિક્રયનો નાશ જડ મુળથી થવા હીમ્મત ધરૂં
જીંદગીના જોખમે પાછો કદી પણ નહીં ફરૂં
દમ્પતી જોડું તમો સંસારમાં સુખી રહો
સુખ સંપતી ભવ્ય કીર્તી માંહે જીંદગાની સફળ કરો.

લાલતા— ( ૩૬ )

પ્રાણનાથ પ્રિતીના પંથે પધારો
સ્નેહ સુંદર શામળીઆ સ્વીકારો...પ્રાણનાથ.
પાપી પીતાના પંજામાંથી ફાવી
ઇશ્વરે તેમાંથી મુજને બચાવી
અમી દ્રષ્ટીની વૃષ્ટી વરસાવો ..સ્નેહ.

સૌભાગ્યચંદ્ર—

સ્નેહ અમૃત અંતરમાં ઉતારો
તાપ ત્રિવિધ સંતાપ નિવારો
પ્રાણ પ્રિયા પ્રિતીની રીતી વધારો
હવે સુખેથી સુંદરી સીધારો....પ્રાણનાથ.



શ્રી

# કન્યા વિક્રયની ક્રૂરતા

## નામનું નાટક હિંદુભાઇઓને બોધ આપવાને માટેજ તદન મફત બતાવવામાં આવે છે.



### મુંબઈમાં તથા ભાવનગરમાં

અત્યાર સુધીમાં કુલે ૫૬૦૦૦ માણુસોએ આ નાટકને તદન મફત જોવાનો લાભ લીધો છે.

## લેખકનો ખુલાસો.

મરણને કીનારે પહોંચેલા સાઠ વરસના ડોસા સાથે પૈસાના લોભમાં લોભાઇ જઇ પોતાની બાર વરસની ગાય જેવી ગરબડી પુત્રીને છતી આંખે આંધળા થઇ પરણાવી દેવા તત્પર થનાર કૃતઘ્ની માતા પીતા પ્રત્યે ધિક્કાર–ફિટકાર અને તિરસ્કારની લાગણી ખાસ જાહેર કરવાને માટેજ આ લેખકે “ કન્યા વિક્રયની ક્રૂરતા ” નામનું નાટક રચી ગાયન છપાવી પ્રસિદ્ધ કર્યું છે. એટલુંજ નહીં પરંતુ હિંદુ સંસારમાં ચાલતા કન્યા વિક્રયના કરપીણ રીવાજનો જડમુળથી નાશ કરવાના દ્રઢતા ભરેલા સોનેરી મતને અનુકુળ થઈ આ લેખક પોતાની જીંદગીના જોખમે આ પુસ્તકને નાટકશાળામાં પ્રત્યક્ષ નાટકરૂપે ભજવી બતાવે છે. એ ઉપરાંત આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી કન્યા વિક્રયના અંધકારમાં રીબાતી



અને પીડાતી બાળાઓનું અત્યંત કરૂણાજનક દુઃખદાય દુઃખ દર્શનનું દ્રષ્ટી સમીપ ભાન થાય અને તે દ્રષ્ટી સમીપના દુઃખદાયક દુઃખદર્શનના ભાનથી પોતાના ઉદરમાં જન્મ પામેલી પોતાની પ્યારી પુત્રી પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન થાય—અને તે દયાની લાગણીને અંતે પોતાની પુત્રી યોગ્ય પતી સાથે પરણાવવા સુવર્ણમય ઇચ્છા થાય—અને સુવર્ણમય ઇચ્છાની પરિપુર્ણ ફતેહ સાથે નિરદોષ કુસં કન્યાઓની આખી જીંદગાની સાફલ્યતા સહિત જીંદગી પર્યંત નિરગમન થાય—એવા પ્રબળ હેતુથીજ આ લેખક પોતાના તન-મન અને સ્વતંત્ર ધનના ભોગ સાથે બોધ આપવાને માટેજ આ નાટક હિંદુભાઈઓને તદન મફત બતાવે છે. અત્યાર સુધીમાં એકંદર છપ્પન હજાર માણસોને આ નાટક મફત બતાવ્યું છે. અને હવે પછી શ્રી પરમ કૃપાળુ પરમાત્માના પવિત્ર દરબારમાં આ નાટકના લેખકના આયુષ્યની કલ્પના હશે તો તે આયુષ્યની પુર્ણાહુતી સુધીમાં અનેક માણસોને આ નાટક તદન મફત બતાવી અને તેના અંતઃકરણમાં બોધરૂપી અમૃતનું સિંચન કરી કન્યા વિક્રયનો અન્ધકાર દુર કરાવવામાંજ આ "લેખક" પોતાનો વ્યતિત થએલો સાડાઆઠ વરસનો મહા પ્રયાસ અને હવે પછીનો દરેક પ્રયાસ સફળ માની આ અસાર સંસારમાં મોંઘામાં મોંઘી કીમ્મતે મળેલો મનુષ્ય અવતાર કલ્યાણકારી થયો એમ સમજશે——

"લેખક"